श्री बालकृष्णोजयति.

શ્રીમદ ગોસ્વામી શ્રી શ્રી ૧૦૮ શ્રી બ્રીજરત્નલાલજી
મહારાજે અવલોકન કરી પુષ્ટ કરેલાં.

# શ્રી પુષ્ટીમાર્ગીય ધોળ

તથા

# ગાયન સંગ્રહ.

પ્રથમ ભાગ.

પ્રયોજક.

વૈષ્ણવ ત્રીકમદાશ સીવદાશ

નવાપુરવાળા.

ન્યોછાવર સવા બે આના.

श्रीनाथजी.

# સર્વ શ્રી પુષ્ટીમાર્ગીય ધોળ તથા ગાયન

# સંગ્રહ.

## પ્રથમ ભાગ

શ્રી વલ્લભી વૈષ્ણવોના આનંદાર્થે રચનાર તથા છપાવી
પ્રસિદ્ધ કર્તા સર્વે ભગવદીયોનો દાસાનુદાસ.
વૈષ્ણવ ત્રીકમદાસ શીવદાસ નવાપુરવાળા.
છપ્પન ભોગની લીલાના વર્ણનના કર્તા.

दुहो.

श्री बल्लभ त बल्लभ काहा, सबही जाके हाथ
जंगलमें मंगल करे, बाबा बिठ्ठलनाथ
(परमभगवदीय दयारामभाइ)

સં. ૧૯૬૮ પોષ પૂર્ણીમા
પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

ન્યોછાવર સવા બે આના.

(સર્વ હક્ક સ્વાધીન)

...ધાપીઠ ગ્રંથાલય
અમદાવાદ ૩૯૧૪
...ાની કૉપીરાઇટ-સંગ્રહ

# અનુક્રમણીકા.



## શ્રીનાથજી

## વૈષ્ણવો પ્રત્યે

# વિનતી

સર્વ સ્વમાર્ગીય બન્ધુઓને નમ્રતા પૂર્વક વિનતી કરવાની એ છે જે હું કાંઈ વિદ્વાન અથવા કવી નથી પણ સર્વે ભગવદીય જનનો દાસાનુદાસ છુ, માત્ર શ્રી ઠાકોરજીની તથા શ્રી ગુરૂદેવ શ્રી વલ્લભ કુળની કૃપાથી તથા પરમ ભગવદીયોના સત્સંગના આર્શીવાદના પ્રતાપથી આસરે મારી પંદર સોળ વર્ષની નાની વયથીજ મને પુષ્ટી ભક્તિનો પ્રેમ લાગ્યો, જેથી સમય પરત્વે ધોળ, ગરબા, ગાયનો. બનાવવા હૃદયથી પ્રેમાનંદ ઉત્પન્ન થતોઈ ગયો, તે ધોળ, ગાયનો વૈષ્ણવ મંડળીમાં ભગવદીય જનો મને ગાવાનો આગ્રહ કરતાં, જેથી વખતો વખત હું ખરા પ્રેમથી ગાતો હતો, તેનાનાં, મોટાં સર્વે ભગવદીય વૈષ્ણવો સાંભળીને ઘણો આનંદ પામતા હતા,

મારા રચેલા, ધોળ, ગરબા, ગાયનો વૈષ્ણવ મંડળીના જેમ જેમ જાણવામાં આવતા ગયા, તેમ તેમ વૈષ્ણવો તરફથી કેટલાક વર્ષો થયાં વારંવાર આગ્રહ કરવામાં આવતો હતો કે તમારા રચેલા ધોળ ગાયનો તમામ એક પુસ્તકનાં આકારમાં છપાવી પ્રસિદ્ધ કરો તો નાનાં મોટાં સર્વે વૈષ્ણવો ગાવાનો લાભ લઇ શકે, જે ઉપરથી આજ મારી પચાસ વર્ષની વય સુધીમાં જે ધોળ, ગરબા, ગાયનો મેં રચ્યા હતા, તે સર્વનો સગ્રહ કરીને આ લઘુ પુસ્તક છપાવી મારા વહાલાં ભગવદીય વૈષ્ણવોનાં આનંદાર્થે સન્મુખ નિવેદીત કરૂં છું તે કૃપા કરી પ્રભુના ગુણાનુવાદ ગાઇ મને કૃતાર્થ કરશો, એવી અભીલાષા છે,

નવાપુર (ખાનદેશ) સં ૧૯૫૮ પોષ

લી० સર્વ ભગવદીયનો કૃપાભીલાષિ
વૈષ્ણવ ત્રીકમદાસ શીવદાસનાં

॥ श्री नाथजी ॥

॥ श्री बाळकृष्णो जयति ॥

# अर्पण पत्रिका

श्रीमन् महाराजाधिराज अखंड भूमंडलाचार्य चक्र चूडामणि मायामत खंडक, भक्ति मार्ग स्थापक श्रीमद् श्री वल्लभाचार्यजी (श्रीमहाप्रभुजी) ना पवित्र वंश भूषण छठ्ठी गादी नरेश श्रीमद् गोस्वामि श्री श्री १०८ श्री मगनलाल प्रभुना सुवन श्रीबाळकृष्ण प्रभुजीना लाडीला नखशिख सुंदर दैवीजीवोद्धारक श्रीव्रजरत्नलालजी महाराजना चरण कमळनी सेवामां बिराजमान श्रीसूर्यपुर आपश्रीनुं प्रागटय दिव्य स्वरूप स्ववंशने शोभा आपनारुं छे आप महा प्रतापी तेज दीपावो छो आपश्रीना बाल्यवयथी चपळता चातुर्य विवेकसह आपश्रीना सर्वस्व निधिस्वरूप शाक्षात श्री नंदकुमार श्री यशोदोत्संगलालीत श्रीबाळकृष्णलाल प्रभुनी सेवा शृंगारमां भोग सामग्रीथी हरनीस साक्षात्कार भावे पूर्ण प्रेमथी श्रीने लाडलडाववामां आप घणा चतुर शीरोमणी छो तेमज आपनी अलोकीककांति तेज तथा वि-

थाभ्यासमां घणुं चापल्य तथा वैष्णव जनोपर रंकथी ते श्रीमान परत्वे एक सरखी कृपा दृष्टी आपनी सहज अद्भुत स्मरण शक्ति विगेरे विगेरे सर्व गुण संपन्न आपश्रीने निहाळीने मारु मन अति आनंदित थाय छे.

मारी नानी वयथी आपना श्रीतात चरणश्रीनी कृपा छांया अहोनीश मारा उपर रहेती हती तारथी मने पुष्टि भक्तिपर विशेष प्रेम उत्पन्न थयो जेम जेम भक्तिना प्रेमावेशमां धोळ तथा गायनो आपश्रीनी आज्ञाथी रचवानो मनोरथ मने थतो गयो तेम तेम हुं बनावतो गयो, अने ते सर्वे नाना मोटा भगवदीय वैष्णव भक्तोने गावानो प्रेम होवाथी वारंवार वैष्णवोनो तें छपावी प्रसिद्ध करवानो आग्रह थवाथी ते सर्वे धोळ गायन पुस्तकमां छपावी आ लघु ग्रंथ पुष्पवत् शेवा आपश्री गुरु रुपने सप्रेम भक्तिथी अर्पण करुं छुं ते कृपा करी अंगीकार करशो. जेथी हुं कृतार्थ थइश.

गाम नवापुर
मु. सुरत
संवत १९६८
पोष पुर्णीमा

ली० आपना चर्णार्विंदनो सेवक
दा. दा. त्रीकमदास शीवदासना
अनंतकोटी दंडवत् प्रणाम.

શ્રીનાથજી

શ્રીકૃષ્ણાયનમ:

શ્રીગોપીજન વલ્લભાયનમ:

( ધોળ ૧ લું. )

# શ્રીવલ્લભનો પરીવાર.

( રાગ બરાણપુરી )

સાખી ૧ લી.

શ્રીગુરૂને ચરણે નમી, કરજોડી વદુ વચંન;
આપ પ્રભુના વંશનું, મુળ પ્રાગટનું કરૂ વર્ણન.

રાગ

કરૂ વર્ણન કરૂ વર્ણન અનીહારે કરૂ વર્ણન કરૂ વર્ણન શુભ નામ,
પ્રગટયા શ્રી પુરણ કામ શેવક શર્ણે લેવા. ૧
પીતા લક્ષ્મણ સુખ ધામ, માતા એલંમા કુંખ શ્યામ,
દૈવી જીવના કરવા કામ, પ્રભુ પ્રગટ હવા.
શ્રીવલ્લભનું લો નામ, જેથી થાયે પુરણ કામ,
સદા સેવો સુંદર શ્યામ, અતી આણંદમા. ૩
શ્રીમહાલક્ષ્મીજી કાંન્ત નીજ શેવક સુખ શાંન્ત,
દીધા ચોર્યાશી દુંભ પાત્ર, સખા ચતુર સહી. ૪
એમના ' ' અનુપ, બલભદ્ર શ્રીવ્રજભુપ,

એઉના જાણો પુરણ રૂપ, નંદ એહ તણા, ૫

સાખી ૨ જી

નંદ ભુવન જશોદા ગ્રહે, બલદેવ શ્રી વ્રજનાથ,
શ્રીગોકુલ વ્રજ લીલા કરી, ફરી પ્રગટયા દ્વીજ કુલ સાથ.
ફરી પ્રગટયા ફરી પ્રગટયા અનીહારે, ફરીપ્રગટયા (૨) શ્રીવલ્લભગેહ,
દૈવી જીવની કરવા પેર, ચલાવ્યો વંશ પ્રભુની મેહેર; તેનુ કરૂ વરણુન. ૧
બલભદ્ર તે ગોપીનાથ, વ્રજભુપ શ્રીવીઠુલનાથ.
રૂકમીણી પદ્માવતી સાથ, રાણી વ્રજ પ્રભુના. ૨
ગોપીનાથજી દયાળ, શોભે તેજેશ્વરી બાળ,
એમના પુરૂષોત્તમજીલાલ, એક પ્રગટ થયા. ૩
શ્રીવીઠુલજી વ્રજરાણો, ત્રણ લોકમા એ જાણો,
નથી ગુપ્ત કૃષ્ણ ઉર આણો, વાધ્યો જગત આણુંદ. ૪
એમના બાળક સાત સ્વરૂપ, સાક્ષાત પુરણાનંદ તદ્રૂપ,
ચલાવ્યો પુસ્ટીપથ સદ્રૂપ, વીખ્યાત થઈ. ૫

સાખી ૩ જી

વીખ્યાત થઇ ભુતલ વીખે, પરાક્રમ ચરીત્ર અપાર,
માયામત્ત ખન્ડન કરી સ્થાપી પુષ્ટીભગ્તી નીરધાર.
પુષ્ટીભગ્તી પુષ્ટીભગ્તી અનીહારે, પુષ્ટીભગ્તી. (૨) સ્થાપન કાજ,
મનુષ્ય દેહ ધરી મહારાજ, જેની લીલા સુંદર તાજ, કહું નીધીનોવીસ્તાર.૧
શ્રીગીરધરજી ગુણવંતા, ભામીના વહુજીના કંન્તા,
નવનીત પ્રીયાજી સું રમતા, શ્રીનાથજી ગ્રહે. ૨
શ્રીમથુરાનાથજી કૃપાળ, સમરો શ્રીનટવરલાલ,
બની જુગતી રશાળ, શ્રીજીગોદમોજાર. ૩

શ્રીગોવીંદજી આણંદ, એમને જાણો પરમાનંદ,
રાણી વહુજીના સુખ કંદ; સેવા વીઠ્ઠલેશની. ૪
શ્રીબાળકૃષ્ણજી સુખ આપ્યા, કમળા વહુજીને સ્થાપ્યા,
દ્વારકાનાથજી દુઃખ કાપ્યા મુજ ઉર તણા. ૫

સાખી ૪ થી

દુખ કાપ્યા મુજ ઉરના, કરી કૃપા ઘનસ્યાંમ,
રાજ કરો શ્રીદ્વારીકા, જહાં સાગરત્રટ નીજધામ.

સાગરત્રટે સાગરત્રટે અનીહારે સાગરત્રટે રાય સાગરત્રટ જહાંય,
નીજમંદીર શોભે ત્યાંય, નીધીરાજતણી કેહેવાય વળી વરણવું નામ. ૧
શ્રીગોકુલનાથજી શુભ નામ, માળા ધર્મ રાખ્યો ઠામ,
વહુજી પારવતીના સ્વામ, નમું ગોકલેશજી. ૨
શ્રીરઘુનાથજીને મોહીયે, ગોકુળચંદ્રમાજી સોહીયે,
જાનકી વહુજી સંગે જોઇયે, ભુભાર હરવા. ૩
શ્રીજદુનાથજી સુખરાસ, શ્રીબાલકૃષ્ણજી છે પાસ,
જગત દુખનો કીધો નાશ, મહારાણીજી નાહ. ૪
શ્રીઘનસ્યામજી પુરણ કામ, મદન મોહનજી છે ધામ,
વહુજી કૃષ્ણાવતી નામ, જાણી હરખ્યા ઘણું. ૫

સાખી ૫ મી.

હરખ્યા ઘણું એ નીરખીને, જેની સોભાનો નહી પાર,
એ અસ્ટ બંધુ સંગ બેહેનો છે, તેના નામ કરૂ ઉચ્ચાર.

નામ કહુંધું નામ કહુંધું અનીહારે, નામ કહુંધું. (૨) સુંદરશાળ,
મુળ સ્વરૂપ બેની બાળ, જેનુ સમરતા નામ, દુઃખ દુર પળાય. ૧
અસ્ટબંધુમા એ જાણો, ષટ ભગીની શુભ માનો,

લક્ષમી સત ભામા ઉરઆણો, બેટી અગ્રજના. ૨
શોભે શોભા કમળા નામ, જમના દેવકા પુરણ કામ,
એમને વરણો રાખી હામ, જેથી રીઝે વ્રીજનાથ. ૩
નમુ જમુનાજી માય, તમે કરજો મારી સાહાય,
વંદુ સેવક તમ પાય, મુજ સહાજો બાંહ. ૪

સાખી ૬ ઠી.

બાંહે ગ્રહો મહારાણીજી, કરૂ વીનતી વાસર જામ.
સતસંગ સુદ્રઢ ભગતી દો, શ્રીકષ્ણ ચરણ સુખ ધામ,
કૃષ્ણ ચરણે કૃષ્ણ ચરણે અનીહારે, કૃષ્ણચરણે (૨) રેહે મુજ ભગતી,
દેવી આપો જીવ્હા શકતી, તેવી કૃપા કરોની કાલીંદીજી. ૧
અસ્ટ સખાને પ્રણામ, કરૂ વીનતી આ ઠામ,
મુજ રૂદયે પુરો હામ, કરજોડી કહું. ૨
વ્રજનાથજી વશ કીધા, ગુંણગાઇ જશ લીધા,
જેથી અમૃત રસ પીધાં, ઉરમાહે લઇ. ૩
શ્રીદામાદરજીદાસ મહાપ્રભુજીની પાસ,
શેવા કરે રૂદયે આસ, વલ્લભ ઉર હાર. ૪
વૈષ્ણવ ચોર્યાશી સંભારો, બસો બાવન ઉરધારો,
વલ્લભી શ્રસ્ટી વીચારો, ક્ષણ દીન પ્રતી. ૫
વૈષ્ણવ લેજો સઉ વીચાર, વસ્તુ જાણો શ્રેષ્ટ ચાર,
ગોવરધન શ્રીગોકુલસાર, મથુરાજી સહી.
શ્રી જમનાજી રસ કુપ, જુવો જગમાં અનુપ,
ન વીસરો એ સ્વરૂપ, અસ્ટ ચતુરા કોશ. ૭
શ્રીવલ્લભનો પરીવાર, શીરોમણી શ્રસ્ટીસાર;

૩૯૨૪



સમરોની વારંવાર, હઇયે હરખ ધરી. ૮
શું માગુ વ્રજરાય, એહ નીત્ત સમરણ થાય,
નીજ દાસ સેવક ગાય, ગુરૂ કૃપાએ. ૯

સાખી ૭ મી.

ગુરૂ કૃપાએ વરણુંવ્યો, શ્રીવલ્લભકુળ પરીવાર,
શીખે સુણે જે દ્રઢ કરી, થાય પ્રસન્ન નંદકુમાર.

પ્રસન્ન થાસે પ્રસન્ન થાસે, અનીહારે પ્રસન્ન થાશે,
પ્રસન્ન થાસે આ જુગ માંહ્ય, શર્ણ મંત્ર શીદ્ધો થાય;
નીત્ય નીજ લીલા સુખ પાય, શ્રીજી ધામ તણી. ૧

પદ

## બોધ વિષે.

(રાગ-નાટકી-શુભ પ્રસંગે નાટયા રંગે અતી ઉછરંગે સહુપ્યારી.)

જયશ્રી ગીરીધર જયશ્રી વલ્લભવર શ્રી વીઠ્ઠલ પ્રભુનું સ્મર્ણ કરો;
ભજોશ્રી જમુને ભગ્તી દે તમને શ્રી કૃષ્ણ શરણ દ્રઢ ઉરધરો; ટેક.
ધન દીન આજે સમાજ સાજે, મંગલ અવાજે હરી ગુણ ગાવો,
અતી આણંદે વૈસ્ણવ વંદે, દ્રષ્ટીભગ્તી રતી ચીત લાવો,
કળી જીવકાય અલ્પ એ કેહેવાય ન કાંઈ સધાય દ્રસ્ટે એ દેખાય;
દેખાય દ્રષ્ટે નીરવીત્તજન સહુ શુદ્ધ ભગ્તીમારગ વીચરો;
જયશ્રી ગીરીધર ૧
શાસ્ત્ર શુક્રૈ અગમ ઉચ્ચારે; ઉધરે જન કળી હરી કીર્તન;

કીર્તન આરાધે શેવા સાધે વાધે ભક્તી વારે તનમન, ૧
ભક્તીનાં દાતા શ્રી વલ્લભ ત્રાતા, એ અધીષ્ઠાતા ગુરૂ જાણો;
એ ગુરૂચરણે રેહેવું શરણે. ફરી સમરપણ પ્રભુ માનો;
ભગતીના એ ભુપ શ્રીવલ્લભ અનુપ શ્રીકૃષ્ણમુખરૂપ પ્રગટયા તદ્રુપ.
પ્રગટ થઈ શુદ્ધભક્તી દાખી; ફળી જીવતારક માર્ગ ખરો.
જયશ્રી ગીરીધર ૨.

---

## ધોળ

### શ્રી સુરતસ્થ શ્રી મગનલાલજી મહારાજ વીષે સવંત ૧૯૩૪ માં સોનઘઠ પધાર્યા તે વખતે અર્પણ થયેલું.

( રાગ—સુંદર શ્રી ગોકુલ ગામરે બીહારી શ્યામ. )

( અંતરલાપીકા છે. )

---

શ્રી વલ્લભકુળે સુંદર સાજતા; હું વારી જાઊ.
ગુણ સાગર પ્રભુ મગનજી બીરાજતા; હું વારી જાઊ. ૧
રૂપ પુરણ તેજ કળા આંઇ વશી, હું વારી જાઊ.
દેખી શત ચંદ્રની શોભા ખસી; હું વારી જાઊ. ૨
વરણું રૂપગુણ મુજ ધણીના હું વારી જાઊ,
શ્રી કૃષ્ણપુરણાનંદ મણી શીશના હું વારી જાઊ. ૩
મનનાં મનોરથ જાગીયા. હું વારી જાઊ.

અંગમાંથી હસ્ત હીરા લાધીયા. હું વારી જાઊ. ૪
નગર હીસ્સે સોનગડ પધારીયા, હું વારી જાઊ.
આવી દયા આણુંદ વધારીયા; હું વારી જાઊ. ૫
લટકતી ચાલે વાલે મન હર્યાં, હું વારી જાઊ.
જીવન ધન્ય દાશના સફલ કર્યાં; હું વારી જાઊ. ૬
મહા આણુંદ મનમાં લહું, હું વારી જાઊ.
હાસ્ય વદન દેખી હરખ્યા સઊ; હું વારી જાઊ. ૭
રાજરાજેશ્વર શોભતા, હું વારી જાઊ.
જગ્ત મોહન જોઇ મન લોભતા; હું વારી જાઊ. ૮
નાના વીધ ભુષણુ તેજ શું કહું, હું વારી જાઊ.
ચલકતી છડીથી છબી જોઇ રહું; હું વારી જાઊ. ૯
રહો હેવા રૂપ રૂદે ધામમાં, હું વારી જાઊ.
નથી મતીજતી અવર ઠામમાં; હું વારી જાઊ. ૧૦
કરી કૃપા શેવક ચરણે લીધા, હું વારી જાઊ.
મહામંત્ર બ્રમ્હસબંધ દીધા; હું વારી જાઊ. ૧૧
ગ્રહી નીજ જીવને કરૂણા કરી, હું વારી જાઊ.
નાથ માથે સોંપી આપ્યા શ્રીહરી; હું વારી જાઊ. ૧૨
શેવા શ્રીકૃષ્ણુની સીખવી, હું વારી જાઊ.
વલ્લભ પ્રભુ કેરી રીત લેખવી; હું વારી જાઊ. ૧૩
કરતા સુધા વૃષ્ટી વેણુ વરખતા, હું વારી જાઊ.
ત્રીવીધ તાપહરે મુખ નીરખતા; હું વારી જાઊ. ૧૪
કમળ વદન નેત્ર મીઠા લાગતા, હું વારી જાઊ.
ઝળકતા અધર બીંબરાજતા; હું વારી જાઊ. ૧૫

દાસ જનો જોઇ અતી રીઝતા, હું વારી જાઊ.
સર્વ શેવક અમીદ્રસ્ટે ભીંજતા; હું વારી જાઊ. ૧૬
શીખવતા ભક્તી રૂડી રીતથી, હું વારી જાઊ.
વરણી પુષ્ટી લીલા કેહેતા પ્રીતથી; હું વારી જાઊ. ૧૭
દાસ જનને સુખ હેવા આપીયા, હું વારી જાઊ.
સદા પ્રેમ ભક્તી રૂદેસ્થાપીયા; હું વારી જાઊ. ૧૮

## ( શ્રી સુરતસ્થ શ્રી મગનલાલજી મહારાજના લાલ શ્રી વ્રીજરત્નલાલજી મહારાજ વીષે ગાયનો.

ગાયન ૧લું.

હોરી–ખ્યાલ–કાફી.

( રાગ–વ્રીજમે હરી હોરી મચાઇ. )

શ્રી વ્રીજ રત્નલાલ મોતીબારો, હોરી ખેલત પ્યારો, શ્રી વ્રીજ. ટેક.
સહર સુરત વ્રીજ દેશ બનાયો, જહા આન બસ્યો નંદબારો;
વ્રીજકી લીલા પ્રગટ દેખાવત, એશોદેવી જીવન હીતકારો,
બલ્લભ કુલરાજ દુલારો. શ્રી વ્રીજ. ૧
જશોદા જીવન શ્રી બાલ કીષ્ણા સંગ નયો નયો દરશતીહારો;
બહોબીધ પ્રભુકોં લાડ લડાવત, પ્યારો અતર સુધર લટકારો.
અલકસીર ઘુંઘરઆરો. શ્રી વ્રીજ. ૨
આયો બસન્ત રૂત બ્હાર હોરીકો રચત ખેલ નીત ન્યારો,
સજી નવ રંગ નંદલાલ ખેલાવત, પ્યારો કોટી કામ ભીજીયારો;
જસોદા અખીયન તારો. શ્રી વ્રીજ. ૩

રથીક છેલછબડો બંકો ખેલઇયો, ખેલત બસન્ત નટખારો
પીચકાઇન રંગ ચપલ ચલાવત, તકીકે બેસ્રાવ પરકારો
ગુલાલ ઝોરી ભરભર મારો શ્રી બીજ ૪
હસત હસાવત મદન લજાવત, ચલત દ્રગ અનીયારો
ભગ્ત જનનકે ચીન્ત હરત પ્રભુ, દેતસુખ અનીવારો;
નીરખ તનમન ધનબારો શ્રી બીજ ૫
અબીર ગુલાલ ભરઝોરી ઊડાવત; હોત જ્યું નભ અધીયારો;
તામધ શ્રી મુખચંન્દ્ર બીરાજત; માનુમન મથરાજ નીહારો;
રતી રણુજીત સરદાગે શ્રી બીજ ૬
શ્રી અંગબસન રાજત રંગ બીને; તેશો બન્યો સમાજ રંગ બારો;
બાજે બજત બડે સુર હાગકે તહાં બજત હે ડફ ઝન્નકારો;
ડોલત તેશો નંદ લલારો; શ્રી બીજ રત્ત ૭
બીજકે રતન પ્યારે અચલ બીરાજો; તુંમતે સુરત ઊજીયારો;
બીરહી ત્રીકમકે હીરદે બસે હો; દરસ બીન્જોગ નીબારો;
ચરનકો હોં દાસ તુમ્હારો; શ્રી બીજ રત્ન ૮



## હોરી ૨૭

રાગ કારી પદ,



શ્રી બીજ રત્નલાલે મનડુ હર્યું છે; બેહેની જસોદા કુંવરે મને કામણ કર્યું છે;
શ્રી બીજ રત્નલાલે ટેક

શ્રી બાળ કૃષ્ણજીનો વ્હાલો આપ રૂપે નંદલાલો;
શ્રી વલ્લભ રૂપ મારે વાલે ધર્યું છે; બેહેની જશોદા શ્રી બીજ ૧

નટવર રશીલો જોઈ; લટકંતી ચાલે મોહી;
મીઠા વચને અમૃત ભર્યું છે. બેહેની જસોદા શ્રીબ્રીજ ૨
વસંત ખેલંતા ભાળું, રૂપ ાગે વ્હાલું;
કામણગારી આંખે કાળજ કોર્યું છે. બેહેની જસોદા શ્રીબ્રીજ ૩
કેસર રંગે હોળી રમતા, દાશી સામું દ્રસ્ટે જોતાં;
તેણે મન મારૂં અધીક ચળ્યું છે. બેહેની જસોદા. શ્રીબ્રીજ ૪
કમળ રસ લેવા કોડે; મન ભમરો પીવા
હેવું મન મારૂ વીકળ કર્યું છે. બેહેની જસોદા. શ્રીબ્રીજ ૫
રૂપાળા ને રૂપેરીઝી; ગુણવંતાને ર[illegible]
હેવા વરને આ મનડુ વર્યું છે, બેહેની જસોદા. શ્રીબ્રીજ ૬
દાસી જનના પ્રેમપાળો; ત્રીકમ તણા તાપ ટાળો,
કરૂણા દ્રસ્ટીએ કારજ સર્યું છે. બેહેની જસોદા. શ્રીબ્રીજ ૭



ગરબો.

## [શ્રી બ્રીજરત્નલાલ બાવાના વીવાહનો]

(રાગ બરાણપુરી)



શ્રીબાળ કૃષ્ણ ચરણે લાગું, ગરબો ગાવા મતી માગું;
શ્રીવલ્લભ કુળનો વીવાહ ગાવું, મન હરખ ધરી, ૧
શેહેર સુરત રૂડુ ગાજે; શ્રી બાલકૃષ્ણજી બીરાજે.
મોટે મંદીર નોંબત વાજે; વીહવા ઓચ્છવ તણી; ૨
શ્રી મગનલાલ પ્રભુના લાલ; શ્રી બ્રીજરત્નજી રસાળ,
જાણો જસોદાજીના બાળ નંદભુવન તણાં; ૩

નીરખો નટવર નંદાનંદ; શ્રીજરત્ન ઊગ્યો ચંદ,
એમના વીવાહનો આણુંદ; વાધ્યો જાતીરે ઘણો; ૪

સાખી ૧ લી

આણુંદ સઉને વાધીયો, શેહેર સુરત મોઝાર;
શ્રીલાલબાવાના લગ્ન છે, સુણી હરખ્યા નરનેનાર.

હરખ્યા શેહેર સુરતના જંન, ઘણું થયા છે પ્રસન્ન,
રૂડો દેખાડયો છે દંન પ્રભુ કૃપારે કરી; ૧
શ્રી બાલકૃષ્ણે આજ્ઞા દીધી, શેવક જને માથે લીધી,
સુંદર કન્યા લાવ્યા શોધી, મધરાજ જઇ; ૨
કન્યા આવ્યા સુરતમાય, સુંદર રૂપ ઘણું શોભાય,
જોડું જોઇને સઉ હરખાય, લગ્ન નીરણેં થયો; ૩
સંવત ઓગણી છાંસટ જાણુ, ચઇતર વદ પડવો પરમાણુ,
શીતલ સોમવાર વખાણુ, શુભ મુરત ઠર્યાં; ૪

સાખી ૨ જી.

લખી કંકોતરી પ્રીતથી, પ્રથમ શ્રીજીને ઘેર;
શ્રીવલ્લભકુળ પધરાવીયા સઉ આવ્યા આનંદ ભેર.

સઉ આવ્યા આણી વ્હાલ, શોભા વાધી છે રસાળ;
થાય વાજાની ધમાલ, વીવાહ ખેલ વધ્યો; ૧
શ્રીજીદ્વારેથી તત્કાળ, આવ્યા ગોપેશ્વરજી લાલ,
છોટા બંધુ બચુલાલ, લાવ્યા પ્રસન્ન થઇ; ૨
રાજ નગરના મહારાજ, પ્રથમ આવ્યા કરવા કાજ;
મધુસુદન સાથે સાજ રાજે રણછોડલાલ; ૩
પોરબંદરના છે પ્યારા, જીવણલાલ લોચન તારા;
નાગેસલાલજી છે ન્યારા, ભલી શોભારે સજી; ૪

## સાખી ૩ જી.

શોભા ભર્યા સજી મહાલતા. કોઇ કહે નવી કાંઇ વાત;
શ્રી અનીરૂધ્ધલાલ પધારીયા, છે ગોપીવલ્લભજી સાથઃ
બેઊ બાંધવ છે અનુપ, ગુણવિધાના એ ભુપ.
વળી પધાર્યા સ્વરૂપ, રૂડા જસ લેવા ૧
શ્રી દેવકીનંદન આવ્યા કોડે. શ્રી બાલકસ્નુલાલ છે જોડે,
વૈસ્નુવ દરશણ કરવા દોડે. અતી હરખે ભર્યા; ૨
શ્રી બાલકષ્ણુલાલ શોભાવ્યા., ગોદે બાલક બે નીરખાવ્યા,
દવારીકેશ પુરષો-તમ પધરાવ્યા. ધણી કૃપારે કરી; ૩
બાર સ્વરૂપ એ કેહેવાય. સાથે વહુ બેટી શોહાય,
મંગલ ગીતો તહાં ગવાય. રંગ વરશી રહો; ૪
દેશી પરદેશી બહુ લોક. વૈષ્ણુવ આવે ચોકા ચોક,
ભીડ ભારે મંદીર ચોક. શોભા સરસ બની; ૫

## સાખી ૪ થી..

સરસ શોભા મંદીરની. રંગ્યા નવરંગ દ્વાર,
નંદમોહોલ શોભી રહો. તહાં મંડપ રોપ્યો સાર;
મોટો મંડપ શોભે સારો. તેમાં ઝુમ્મરની છે હારો,
દીવા દીપે છે હજારો. ઘણી રચના રચી; ૧
લાડકા લાડુ વૈસ્નુવ લાવે. લાલબાવાને વધાવે,
વાગે વાજા ધુમ મચાવે. શેહેર અરજી રહ્યું; ૨
પેહેરી ઓઢી નર ને નારી. દરશણ કરતા આનંદકારી,
લીલા જુવે છે નીહાળી. જાય બલીહારી; ૩
શ્રીવલ્લભકુળ સજી આવે જાય. ચારક ઘોડા ગાડી થાય,

ભીડ લોકોની બહુ થાય. દીશે શોભારે ભલી; ૪
શ્રી બાલકૃષ્ણેં કીધી મેહેર. વીવાહ માંડયો આનંદભેર,
વરણે શ્રીકમ રૂડીપેર. લીલા નવીરે નવી; ૫



( શ્રી મુંબઈસ્થ શ્રી નરસિંહલાલજી મહારાજ વીષે )
(સંવત ૧૯૩૪ માં સોનઘઢ પધાર્યા, તે સમયના
અર્પણ કરેલા ધોળ ૨)

ધોળ ૧ લું.

રાગ—મામેરાનો ( અંતરબાપીકા )



શ્રી વલ્લભ કુળે સોહામણા;
ગોધ્રાતણા પ્રતીપાળ શ્રી નરસઇલાલ રસે રંગ શોભતા; ટેક
સ્વામ સુંદર સ્વરૂપ છે શોભતા
મીઠા વચન વદો મહારાજ;
શ્રી મુખ પ્રભુ આજ, રસે રંગ શોભતા ૧
નગ્ર ભુવન વેરાવલ જાણીએ;
રમણીય જહા રંગરેલ;
સારા શોભે મહેલ; રસે રંગ શોભતા ૨
પ્રશ્ન શેવા છે શ્રીલાડીલેષની;
લાડ લડાવો થઇ પ્રસન્ન;
બહુ એક મન્ન રસે રંગ શોભતા ૩
જીવ ‘વી પોતાના રે જાણીને;

મહા વીનતી સુણી દયા લાવી;
હાથ ગ્રહ્યા આવી; રસે રંગ શોભતા ૪
રાજસ્થાપ્યા મહા મુંબઇ વીશે;
જન સેવકના સુખકાજ;
કૃપાયે મહારાજ; રસે રંગ શોભતા ૫
પાણુ જોડી પ્રભુ નેરે વરણવું;
નામુશીષચરણુ જુગદીશ;
થયો હર્ષઇશ; રસે રંગ શોભતા ૬
આપ બીરાજે રત્નાગરત્રટે
પરમ આણંદ વરતે છે લ્હેર,
પ્રભુયે કરી મ્હેર, રસે રંગ શોભતા ૭
ભુવન નૌત્તમ શોભે છે ઝળકતા
કૃપા દ્રષ્ટીથી રાજે શુભવાસ
પાસ નીજદાસ, રસે રંગ શોભતા ૮
કરી કરૂણાં પધાર્યા સોનગઢ વીશે,
રીત રાજ વૈભવ સોભાય
શેવક હરખાય; રસે રંગ શોભતા ૯
વદુસ્વરૂપ શોભા શી આપની,
કરી મીઠી નજર સઊને જોતા,
ત્રીવીધ દુ:ખ ખોતા રસે રંગ શોભતા ૧૦
કમળવદન ગોરા શ્રીઅંગ છે,
મધુર વાણીયે સઊને બોલાવો
દાસમન ભાવો રસે રંગ શોભતા ૧૧
સંવત શત ઓગણીસ ચોંત્રીસમા,

શીખવ્યા ભગ્તીભાવ કરી વ્હાલ.
વલ્લભ છોદયાળ; રસે રંગ શોભતા ૧૨
દાખ્યા સ્વરૂપ શ્રી, વલ્લભ પ્રભુ તણા,
સઉને ગ્રંથ વંચન સંભળાવો.
નીકટ બોલાવો રસે રંગ શોભતા ૧૩
શેવા શમરણ શ્રીકૃષ્ણની શીખવી,
વા'લે પુષ્ટી લીલા સમજાવી
અંતરમા ઠરાવી રસે રંગ શોભતા ૧૪
ગીરધારી પ્રભુજીને શેવવા,
કારણ જન્મ કારજના નેમ.
રહે ચરણેં પ્રેમ; રસે રંગ શોભતા ૧૫.
કરી કૃપા શેવક કૃત કૃત કર્યાં,
રહો માથે હેવા ગુરૂનાથ.
સોહાગી સઉ સાથ રસે રંગ શોભતા ૧૬.



## ધોળ ૨ જુ.

( રાગ–વંદ્રાવનમાં થનકાર થૈ થૈ રાધા કૃષ્ણ રાસ રમે )



જાઉં જાઉં વારી જાઉં બલીહારી
શ્રી નરશીલાલજી મહારાજ પરવારી
પ્રાણનાથ પ્રભુની છબી ન્યારી.
રાજ પધાર્યા અવીનાશ, શાકે અશ્ટાદશ સોખાસ જુગતે જાણું જેશ્ટમાશ,
ગ્રામ સોનધઠ કીલ્લા પાશ ઉદયોભાનુસમ પ્રકાશ

શ્રી મુખકારી કારી. હું બલીહારી જાઊં જાઊં વારી શ્રીનરસઇ. પ્રાણુ,૧

નીજસ્થાન વેરાવલ રૂડુ ગામ

જગ જાણે પ્રભુજીનું નામ.

હાલ રાજે રત્નાગર ત્રટસ્થામ.

નૌત્તમ કીધા મંદીર મહેલ. ત્યાં તો આનંદની થઈ હેલ.

આવ્યું વ્રજનું સુખ સહેલ

સર્વ મંદીરોની ભેળ રશીયા અલબેલાનો ખેલ.

લીલા ન્યારી ન્યારી હું બલીહારી જાઊ જાઊ.

શ્રી નરસઇલાલજીમહારાજ. પ્રાણુ ૨

ભુવન શેવા શ્રીલાલલાડીલેશની

લટકાળી છબી છે વ્રજ દેશની

શેવા આભ્રણોમાં ન્યુન નથી લેશની

કરો શેવા કૃપા નાથ પુત્ર ગોવરધનજી સાથ

એ પણ પ્રગટયા પુરણ નાથ

ગોદરાખી ખેલે હાથ લાલ લપટે પીતા બાથ

મીટી મારી મારી હું બલીહારી. શ્રી નર ૩

એવા લાડકવાયાછે નંદલાલ શોભે કંઠમાંરતનનીરે માળા.આપજેવારૂપેરશાળા

પુરણ પુરૂષોત્તમ પરવારી, અંગે શોભા નીરખી ભારી, જુગલ

કુંડલની છબન્યારી, કૌસ્તુભ પદક પંકતી સારી, પાઘ સીરપેંચ ચલકારી

જોઊં ધારી ધારી, હું, બલીહારી જાઊં જાઊવારી શ્રીનર. પ્રાણુ ૪

દૈવી દૈત્ય પુત્ર તણી કીધી વ્હાર,

દુષ્ટ દાનવનો કરીરે વીદાર,

પુરણ કળા નામતેજ એજ સાર,

હવે માનુ દેહની ઝલક તેમ તીલક તણી ચમક હલકે કીટલીઆળા અલક
ગાલે અંજન હોસ્ટ મલક કરમા છડી ગ્રહી છે ચલક
ચપળા હારી હારી હું બલીહારી જાઊં જાઊ, શ્રીનરસઘ૦ ૫

નાક નાશીકા દીપક જોત ટાળી
રતનાળી નેણુ શોભે અણીઆળી
મુખવાણી મધુર છે રસાળી

શ્વેત જામા ઝીણા અંગ, ઉપર પટકા કેશરી રંગ, વાંકી કલગી પાઘ સંગ
કામ કોટીક પામ્યો ભંગ, નીરખી સેવક થયા દંગ.
શોભા ભારી ભારી, હું બલીહારી; જાઊ શ્રી નરસઘ૦ પ્રાણનાથ ૬

કરણે કડી છેલ લોલ લટકાળી,
તેવી ચાલ સોહીયેરે ચટકાળી;
વાંકી ભ્રગુટી કરીને મને બાળી,

તેથી ઘેલી થઇ છું, આજ, સુંદર શ્રીમુખ જોવા કાજ તજી દુરી જન કેરી લાજ
લોકીક કસ કીધા તાજ, વસી દાસ ચરણમાજ,
ગાઇદે તારી તારી હું બલીહારી, જાઊ શ્રી નરસઘ૦ પ્રાણનાથ, ૭

---

## ધોળ

### પંદર તીથી (રાગ ગરબીનો)

(રાગ—સમીસંજાયે હમે સંચર્યા જળ જમના પાણી—હાંહારે જળ.)

---

શ્રી ગુરૂ ચરણે વીનવું, વીનતી ઉર ધરજો, હાંહારે વીનતી ઉર ધરજો,
વીજોગ હવો મજ નાથનો, દુખડા તે હરજો. હાંહારે દુખડા તે. ૧
આમ પંદર તીથી વીરહની, દીન દીન આપણું, હાંહારે દીન દીન,

શ્રીગોપીચરણ રજરૂપની, દાસી થઇ ગાવું. હાંહારે દાસી થઇ. ૨
સખી પડવે તે પ્રીત્તમ પાતળા, પરદેશે મ્હાલે, હાંહારે પરદેશે,
મધુપુરી કુબજા સંગમા, તે ઉરમા સાલે. હાંહારે તે ઉર. ૩
બીજે તે વ્રજની સાહેલડી મળી તલશે તાપે, હાંહારે મળી,
વાત કરે સઉ હળીમળી, સાંભરે અંગ કાંપે. હાંહારે સાંભરે. ૪
ત્રીજે ત્રીભોવન તમો વીના, કેમ રહીયે વાલા, હાંહારે કેમ,
પ્રીત વધારી પ્રીત્તમાં, નાખ્યા દુઃખ નાળા. હાંહારે નાખ્યા ૫
ચોથે ચત્રુભુજ નાથજી સહુંછુ દુઃખ ભારી. હાંહારે સહુંછુ,
વેહ અગ્નીની ઝાળમા, ઝળઝળતી મારી. હાંહારે ઝળ. ૬
પાંચમે પ્રાણ પોવાઈ રહયો, રશીયાના રંગમા, હાંહારે રશીઆ,
ઉરમાથી ઊંચે ચહડી રહયો કંઠના સંગમાં હાંહારે રહયો. ૭
છઠે છબીલા લાલજી છળબળથી નાઠા; હાંહારે છળ.
આજે હમે હેવું જાણીયું, એતો અંતના [illegible]ાઠા, હાંહારે એતો. ૮
સખી [illegible]ાતમે શણગાર તે, સજીને શું કરીયે, હાંહારે સજી,
શ્રીમુખ સુંદર જોયા વીના, નયણે નીર ભરીયે. હાંહારે નયણે. [illegible]
આંઠમે હરી અવતર્યા, તે અંતર સુખડા, હાંહારે તે.
જન્મ દીવસ શુભ જાણીને, જોવું કોના મુખડા, હાંહારે જોવું. ૧૦
નોંમીએ નવરાત્રીનો પુરણ દીન આવ્યો. હાંહારે પુરણ.
ગરબે રમવા આશ પણ, પ્રભુ સંગ ન કહાવ્યો, હાંહારે પ્રભુ. ૧૧
સખી દશમે દરશણ દીજીયે, મુજ દીન દયાળા, હાંહારે મુજ.
તમો વીના સંસારમાં સુખ છે સઉ ઠાલા. હાંહારે સુખ, ૧૨
એકાદશી વ્રત આચરૂ, દુખના દરીયામા, હાંહારે દુખના.
પ્રભુ વીના કોણ તારીને પુરસે મનકામા. હાંહારે પુરસે. ૧૩

બારસે બહુ રીતથી, મન વારી રાખું, હાંહારે મન.
નસમે હુ જવાળ તે, કોની આગળ દાખુ. હાંહારે કોની. ૧૪
તેરસે હું રઝડું, જન કહે ખ સુકે, હાંહારે જન.
દુખ કેહેતા દુરીજન શોકમા. શીર દોશજ મુકે. હાંહારે શીર. ૧૫
સખી ચઉદસે મુજ ચીત્તમા, ચીંત્તા એ લાગી; હાંહારે ચીંત્તા.
મળશો કયારે નાથજી, બેવું સુખડા માગી. હાંહારે બેવું. ૧૬
સખી પુનમે પુરણ ચંદ્રમા ખીલ્યો આકાશે, હાંહારે ખીલ્યો.
રાસ બીહારી લાલજી, હોય રજની પાસે. હાંહારે હોય. ૧૭
પુરણ તથી એ વીનતી, સુણી સુધ મુજ લેજો, હાંહારે સુણી.
વેહલા વળજો વીઠ્ઠલા, આવી વ્રજ સુખ દેજો. હાંહારે આવી. ૧૮

---

## બોધ વિષે.

### લાવણી (ખ્યાલ)

---

સાખી.

ગુરૂકે ચરન સીશ ધરના,
માયાકે બસમે નહી પરના. ૧
જ્ઞાન લે ગોકુલચંદ ગાના,
મીટગે શીરકે કાલહાનાં. ૨
સદા સદગુરૂ સેવા કરના,
ઉનોસે સબ બસ્તુ પાના. ૩
યેહી સબ ગુનીજન પેખાના,

ભેદ ઓર પુરાન સુન લેના. ૪
શાસ્ત્ર ઓર શ્રુતી કરે ગાના,
માયામે કાલકા ડર લાના. ૫
બચન સબ સુનલો હરીજન સુર.
પ્રભુકા નામ રટો ભરપુર. ૬

નાગડધીન્ના ધીન્નાજી-

## ખ્યાલ (ચાલ)

### ચોક ૧ લો

આદ્ય શ્રી બલ્લભનાંમ શ્રી બીઠ્ઠલસ્યામ રટો ગુરૂચરના
તુંમ ધરો ધ્યાન ઓર માયા છોડ દુર રહેના. ટેક
ઇશ માયાકી કહું બાત, બડી કંમ જાત, કરે દીવાની
જ્યું કરે કેફકો સુદ્રહોત તોફાની. ૧
યોં કહે રૂષેશ્વરકથી દેખલેમથી શાસ્ત્ર સબપઢીકે.
ફેર ગ્નાન ચક્ષુશે જાનરૂદેમે જડીકે. ૨
એજાન ધરીઊર ધ્યાન મીટાદેમાન, મીલી સતસંગમે.
ઊન મારગસેં જા મીલે ગુરૂ ચરનોંમે. ૩
જબ હોવે ગુરૂકે ચરંન, તબે સુખ ચહેનાં;
તુંમ ધરો ધ્યાન, આદ્ય ૧

### ચોક ૨ જો.

ઓર જાન જગતમેં સાર. ખરા કીરતાર, બીરાજે બ્રીજમે.
સોનાથ કીષ્ણુ કીપાલ. સમજ લે મનમે. ૧
એ પ્રગટે ભુતલ આય. માનવીકાય ધરી મોહકરને.
જો દેવી હોયશો જાની જાય ઇનસરનેં. ૨

કોઅસુરજાને અજાન. પાવે નહી દાન રહેઅસુરાસી.
યોં જાન પ્રભુને, યેહી કલા પરકાશી. ૨.
શ્રી ગોકુલ ચંદ્ર કે બચન બાંચી કે સેના.
તુમ ધરો ધ્યાન, આધ ૨

ચોક ૩ જો

જો જાવે બલભકુલ સરંન. બને શુધ્ધબરંનઃ કરે જબ સેવા.
મુખ ગાવે કીષ્ણું ગુણ ગાન પાવેગા મેવા ૧
મહલોકીક ફુલ કે ધર્મ કરે કોઊ કર્મ લગે નહીં ધારા
જાગીરે સમુદર બીચ મીલે નહીં આરા. ૨
જબ પાવે અલોકીક ગ્યાન, દીખેનીસીયાંન, તરન ભવપારા
મીલ જાવે નાંવ શ્રી બલ્લભ ચરન બલહારા. ૩
કયેદાશ ત્રીકંમ ખુબખ્યાલ. સમજકે ગાનાં.
તુમ ધરો૦ આધ શ્રીબલ્લભ ૩.



## ભક્તિ વિષે પદ.



### રાગ પીલુ. ( અંતરલાપીકા



શ્રી બલ્લભચરન. સુધા સુખદાઈ.
જીવનદેવી રસપીવત અઘાઇ. શ્રી બલ્લભ, ટેક
શ્રી બીઠુલનાથ પુરણુ રસભરખેં,
નવઘનસ્યાંમ સુંદર પ્રગટાઇ. શ્રી બલ્લભ, જીવન ૧:

વલ્લભી શ્રષ્ટી પુષ્ટીબલકી'ની.
નીઃસાધનજન દીયે ઊધ્ધરાઇ.　　　શ્રી બલ્લભ, જીવન ૨

તજમનભ્રમઇન સરન ગહીલે
પ્રીત પ્રભુનસોં તુરત કરાઈ.　　　શ્રી બલ્લભ, જીવન ૩

યા કલીમે સબ સાધન ફીકે
જીવન સુફલ કરી ભગ્તી સદાઇ,　　　શ્રી બલ્લભ, જીવન ૪

શ્રી કૃષ્ણ શેવા સુમરનહેં સાચેં;
જન્મ જન્મ યહ લેહુ સધાઇ,　　　શ્રી બલ્લભ, જીવન ૫

મહા ભાગજીન શ્રી બલ્લભ પદ પાયે,
નાહી ન અન્ય સાધન અધકાઇ,　　　શ્રી બલ્લભ, જીવન ૬

જીનકો મહીમા લોક તીહુભગ્ને
સતસંગ કરી ધ્રુન દાસ કહાઇ;　　　શ્રી બલ્લભ, જીવન ૭

દાસ ભાવ દીનતા હરીશેવા;
પ્રભુ પ્રસન્ન કે યેહી ઉપાઈ;　　　શ્રી બલ્લભ, જીવન ૮

સરન તુમ્હારી મેં બીનતી કરતહોં.
નવઘનસ્યામ સુંદર દરશાઇ;　　　શ્રી બલ્લભ, જીવન ૯

હોઈકૃપા તબ ફલયહપાવે,
જો કછુ નાહી જીવન ઊપાઇ;　　　શ્રી બલ્લભ, જીવન ૧૦



## સંવત ૧૯૬૫ માં નંદરબાર પુષ્ટિ માર્ગીય પરીષદમાં ગવાયલું ગાયન.

; રાગ ગઝલ

—⁂—

વીજય વીજય વીજય દીગ્વીજયાધીશનો
વીજય વંત જગ્તગુરૂ શ્રી વલ્લભ ઇશનો, વીજય ટેક
ભગ્તી મંડ વીતન્ડ દંન્ડ, કતદીનેશનો
શ્રી કૃષ્ણરૂપ વીઠુલવંશ શ્રી જગદીશનો; વીજય ૧

સાખી, ૧ લી

જગદીશ વંસે બીરાજતા; શ્રી વલ્લભ વંસ વીખ્યાત,
દ્વીજ વપુ ધરી હરી પ્રગટીયા, શ્રી પુરૂષોત્તમ સાક્ષાત
જગ પ્રસંસ પુરણ અંસ શ્રી વ્રજાધીશનો; વીજય વીજય ૧

નમન નમન નમન કરોએ પ્રભુ ચર્ણને
સ્તવન, સ્તવન, સ્તવન, કરી રહો શર્ણને નમન નમન
શુધ્ધ ભાવે શર્ણ ગ્રહી ભગ્તી આચરો,
શ્રી મહા પ્રભુજી કેરી આજ આજ્ઞા ઊર ધરો નમન નમન

સાખી ૨ જી

આજ્ઞા ગુરૂની મનદ્રઢ કરી; શેવો સદા શ્રીનાથ
પુષ્ટી ભગ્તી રસ અનુભવી થાવો દૈવીજીવ સનાથ
સમાજ આજ વદો વીજય શ્રી વલ્લભાધીશનો વીજય વીજય ૨

શ્રી વલ્લભ વલ્લભ વલ્લભ પ્રભુ નામ સઉ સ્મરો,
શ્રી કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ ચરણ શરણ ચીત્ત ધરો. શ્રી વલ્લભ;

વીમળ વીમળ વીમળ માર્ગ પુષ્ટીભગ્તીનો.
-સુલભ, સુલભ સુલભ, પ્રભુ મળવા મુકતીનો૦ શ્રી વલ્લભ

સાખી ૩ જી

મુકતી સત્ય રચના રચી. શ્રી વલ્લભ વીઠ્ઠલ પ્રભુ આપ;
કળીજન જીવ ઉધ્ધારવા સ્થાપ્યું, તેજ સ્વવંસ અમાપ
કુતર્કખંન્ડ વીજયદંન્ડ શ્રી વાગધીશનો વીજય વીજય ૩
આણુંદ આણુંદ આણુંદ નંદદ્વાર વરતીયો
વીજય વીજય વીજય તૃતીય પરીષદનો થયો
વળી વીજય વીજય વીજય તીલક માળાનો ઠર્યો;
ધીક્ ધીક્ કુતર્ક વાદ સાફ દુર કર્યો, આણુંદ આણુંદ

સાખી ૪ થી

શ્રી વલ્લભાબ્દ ચતુરશત ત્રીશમા, શુભ ચૈત્રમાસ સુખકાર
કર્યો વીજય શ્રી જીવન પ્રભુ અનીરૂધ્ધલાલ પ્રતાપ અપાર
-વરણે ત્રાકમદાસ વીજય શ્રી ગોકુલાધીશનો, વીજય વીજય ૪



## સંવત ૧૯૬૬માં સુરત-પરીષદમાં ગવાયલું ગાયન

રાગ સોરઠ



શ્રી વલ્લભ પ્રભુનો વીજય ધ્વજ ઝળકી રહયોરે, અંખડ ફરકી રહયો
દીગ્વીજય જેણે જગમાં કીધો, વીતંડ વાદીને દંડજ દીધો;
ચક્ર ચુડામણી મહાપ્રભુનો, પ્રતાપ ભુવ ગરજી રહયોરે, શ્રી વ૦
પ્રભુ પ્રાગટની શકતી બતાવી વેદ શાસ્ત્રની યુકતી જણાવી;
કળીજન ઉધરણ ભગ્તી ધર્મ, નીર્ણય કહયોરે. શ્રી વ૦
શ્રી કૃષ્ણ ભગ્તીનો બોધજ દીધો, પાંખડ ધર્મનો પ્રલય કીધો;

હેવા વીજય પ્રભુનો, અચળ જસ પ્રસરી રહયોરે. શ્રી વ૦ ૩
વીજયવંતનો વંશ બીરાજે, શ્રી કૃષ્ણ ભક્તીનાં રક્ષણ કાજે;
પ્રભુ પુષ્ટી અસ્ટીને સદા અખંડ રક્ષી રહયોરે. શ્રી વ૦ ૪
પંચ શત વર્ષે દુરમન્ત જાગ્યો, ભક્તી માર્ગને નીંદવા લાગ્યો;
વેદ અવેદનો ભ્રમ દુરીજનને, ભ્રમી રહયોરે. શ્રી વ૦ ૫
ભ્રમ ભડકાને તુર્ત બુઝાવે, વૈષ્ણવ પરીષદ જળ વરસાવે;
વેદ વીધી પુષ્ટી ભક્તીનો, ઈંદુ અચળ જળ હળી રહયોરે. શ્રી વ૦ ૬
વીમળ ભક્તીનો ઉદય જોઈ આજે, દ્વેશીજન અતી હૃદયે દાઝે;
કલેશી પુરૂષ કોઈ બ્યર્થ કોલાહલ કરી રહયોરે. શ્રી વ૦ ૭
એ અનુસંધે સભા સજાવી, શેહેર સુરત પરીષદ ગરજાવી;
સીંહ રૂપ પંડીત તણો જહા, ભાષ્ય ઘોષ ગરજી રહયોરે. શ્રી૦ વ૦ ૮
સભા મધ્ય સીંહાસન રાજે, ગો૦ લોક પ્રભુનાં રૂપ બીરાજે;
ભુમંડલાચાર્યનો, ભેખ ભવ્ય ઝગમગી રહયોરે શ્રી વ૦ ૯
આચાર્ય તીલક ગોપેશ્વર સોહે, શ્રી બાલ કૃષ્ણ વચને મનમોહે
દીક્ષીત રૂપે શ્રી દેવકીના નંદનો. દીવ્ય અંસ દીપી રહયોરે શ્રી વ૦ ૧૦
સભા જીવન જીવનેશ જીવન છે, શ્રી કૃષ્ણ પૌત્ર અનીરૂદ્ધ ધન્ય છે;
શ્રી વાગધીશ શ્રી વલ્લભ પ્રભુનો, વંસ સુધારસ ભરી રહયોરે શ્રી વ૦ ૧૧
શ્રી બાલકૃષ્ણ પ્રભુજીને અવારો, મંગલરૂપે બીજરત્ન પ્રકાશે;
મહા મંગલ વિવાહ મંગલમાં. મંગલ જસ વરની રહયોરે શ્રી વ૦ ૧૨
શ્રો વલ્લભાબ્દ વેદ ભવનેત્રે ચંદ્ર અંક શુભ માસ ચૈત્રે;
કૃષ્ણ ચતુર્થી વાર ગુરૂએ, ચતુરંગ રંગ વરસી રહયોરે, શ્રી વ૦ ૧૩
પરીષદ ચોથી પુરણ થઇ જાણો, નિર્ણય શ્રી કૃષ્ણની ભક્તી પ્રમાણો;
વેદ વચનો ભેદ આજ, દરસીત થયોરે શ્રી વ૦ ૧૪



## ધોળ.

## શ્રી અધીક-પુરષોત્તમ માસના મહાત્મનું

( રાગ-જીરેજીરે પ્રથમ સુરજ પોળ જાગ્યાજી )



જીરે જીરે શ્રી વલ્લભ પ્રભુને ચરણેં લાગુજી.
હરી ચરીત્ર ગાવા મતી માગુ. જીરે જીરે ટેક

શ્રી કૃષ્ણુ ચરણેં ચીત્ત લાવુંજી શ્રી મહાપ્રભુજી તણા ગુણુ ગાવુંજી.
શ્રી પુરણુ પુરષોત્તમ મનભાવું. જીરેજીરે શ્રી વલ્લભ હરી ચરીત્ર ૧
પ્રભુ શ્રી ગોલોકના વાસીરે પુષ્ટી અષ્ટી લીલાનાં વીલાંસીરે
દૈવી જીવતણાં સુખરાસી. જીરે જીરે શ્રી વલ્લભ હરી ચરીત્ર ૨
આણુંદ નીધી આપ શ્રીનાથરે. રાધા શ્રી જમનાજી છે સાથરે
કરા વીવીધ લીલા ભલી ભાત. જીરે જીરે શ્રી વલ્લભ હરી ૩
લીલા કાજ ઇચ્છા એક ધારીરે. નેત્ર પલકે રચ્યું જગત બારીરે.
તમારી માયા છે અપરંમપારી જીરેજીરે શ્રી વલ્લભ હરી ૪
ભુવન કોશના પરમાણુ કીધારે. જોતીશાસ્ત્રરૂષીજીએ બાંધ્યારે.
માસ ગણુતા અધીક દીન વાધ્યા. જીરેજીરે શ્રી વલ્લભ હરી ૫
રૂષી બેઠા ગંગા ત્રટવાસરે જોયા ગણીતકરી ચકરાસરે
ત્રણુ વરશે વધ્યો એક માશ જીરે જીરે શ્રી વલ્લભ હરી ૬
રેહેવા ઠાંમનથી કાંઇ જડતારે અષ્ટીકમમા દીશે છે નડતારે.
રાખ્યા ઊચીષ્ટ જેવા રખડતા. જીરે જીરે શ્રી વલ્લભ હરી ૭
માન ભંગ થયા નીજઠામરે. થયા ઉદાસ સમર્યા સ્યાંમરે
ગયા શર્ણું અધીક હરી ધામ. જીરે જીરે શ્રી વલ્લભ હરી ૮

કરૂણાં વાંણી પ્રભુજીયે જાણીરે કૃપા કરી શ્રીનાથે વખાણીરે
ત્યારે બોલ્યા શ્રી મુખથી વાંણી. જીરે જીરે શ્રી વલ્લભ હરી ૯
થાવો અધીક દેવાધી દેવરે. જગત કરશે તમારી શેવરે.
જન ઊધ્ધરે તરત સત્ય મેવ. જીરે જીરે શ્રી વલ્લભ હરી ૧૦
દયા વંન્ન પુરણ ભગવાનરે આપ્યું અધીકને નીજઅભીધાંનરે.
રૂપ ગુણનાં દીધા વરદાન જીરે જીરે શ્રી વલ્લભ હરી ૧૧
નામ શ્રી પુરષોત્તમ આપ્યારે. પોતાના જેવા કરી સ્થાપ્યારે
હેવા દુઃખ અધીકના કાપ્યા. જીરે જીરે શ્રી વલ્લભ હરી ૧૨
મહીમાવેદ પુરાણેં લખાયારે. રૂષી મુની દેવે ગુણ ગાયારે.
એતો દેવના દેવ કેહેવાયા. જીરે જીરે શ્રી વલ્ભ હરી ૧૩
પુન્ય માસ પુરષોત્તમ રૂપરે. સર્વે માસના થયાછો ભુપરે.
તમારી ભગ્તી છે અતી અનુપ જીરે જીરે શ્રી વલ્લભ હરી ૧૪
કૃપા કરીનેં પધાર્યાછો આજરે શ્રી પુરષોન્તમ મહારાજરે
કળીજીવ ઊધ્ધારવા કાજ. જીરે જીરે શ્રી વલ્લભ હરી ૧૫
તમારો મહીમા જાણી જન ભજસેરે. સ્નાનદાન શેવા પ્રેમે કરસેરે.
પ્રભુ રૂપ થઇને ઉધ્ધરસે. જીરે જીરે શ્રી વલ્લભ હરી ૧૬
અલ્પ કરશે તે અધીક ગણાસેરે. તેવી રીતે અધીક ફલ થાસેરે
જન્મો જન્મના પાપ પળાસે. જીરે જીરે શ્રી વલ્લભ હરી ૧૭
કરે વીનતી ત્રીકમ કર જોડરે પુરો શ્રી પુરષોત્તમ કોડરે
ગુંણ ગાવું સદા કરી જોડ. જીરે જીરે શ્રી વલ્લભ હરી ૧૮



## "સુદામા ચરીત્ર" નાટક માટે બનાવેલા ગાયનો.

### ગાયન ૧ લું. પ્રભુ પ્રાર્થના.



રાગ કલ્યાણ (શ્રી જગતપતીનો રાગ)

નમુ આદ્ય શ્રીહરી, વદુ વીનતી કરી,
ચરણ શરણ દાસ આજ આસ મન ધરી. ટેક.
અપાર માયા અદભુત તહારી, વીધી નારદ ગુણ ગાય શંભુ સનકને
સનકાદીક તુજ નમે સારદા પાય;
શેષ શહસ્ત્ર મુખથી રટે રટણકરી. નમું૦ ૧
રંગ સભામા તુજ વીનવીયે હાથ જોડીને આજ, દાસ જનોપર દયા
કરીને પુરણ કરજો કાજ,
તુઝ ચરીત્ર નાટયમા દેદેવ રંગ ભરી; નમું ૨
નુતનપુરમા નાટય આરંભ્યું, શ્રી કૃષ્ણ સુદામા ચરીત્ર પાત્ર જનોની
જીભ્યાગ્રેથી વદવો વાણી પવીત્ર;
અમ અધીષ્ટા દાસને કરો કૃપા ખરી. નમું



### શ્રીકૃષ્ણ સુદામાં સાંદીપનરૂષીને ત્યાંથી વીદ્યાભ્યાસ કરી છુટા થતા.

ગાયન. રાગ સોરઠ



(ભગવાન)—મારા મુગટ મણી મીત્ર સુદામા આવજોરે.
કુશલતા કહાવજોરે; ટેક.
વ્હાલ રાખીને વીદ્યા દીધી, બેહુબાંધવ સુમયત્રો કીધી,

તે પુન્નેથી ભગ્ત નામ શોહાવજોરે. મારા મુગટમણી ૧
આવજો મુજ મંદીરે પ્યારા, કેમ રહીશુ તમથી અમો ન્યારા;
કૃપા કરી અમ ગામ ધામ શોભાવજોરે, મારા૦ ૨
નગર દ્વારીકા જ્યારે મળસુ, ભગ્તભાવથી શેવા કરશુ;
સત્વ ધીર રહીશુ કીતના ફળ પામજોરે, મારા મુગટમણી ૩

પદ ૨ જુ. રાગ ઉપરનો.

(સુદામાજી)–મારા લાડકડા શ્રીકૃષ્ણ સખા સ્નેહ રાખજોરે,
મને સંભારજોરે; ટેક.
કરગરી કહું છુ યાદવ રાયા આ દુરબલ દ્વીજપર ધરજો માયા,
કરૂણા રાખી કોદીન દાસને ઝાંખજોરે. મારા લાડકડા ૧
પ્રાણ થકી પ્યારા છો ઝાઝા પણ હું રંક તમે છો રાજા;
સંકટ વેળા સમો વડતા દાખજોરે, મારા લાડકડા ૨

## દ્વારિકા પ્રત્યે સુદામાજી અને ભગવાનનો મેળાપ.

(ભગવાને ગાયલું) ગાયન ૩ જુ રાગ સોરઠ

ધન ધન મારા મીત્ર ભલે પધારીયારે, કે હેત વધારીયારે. ટેક
કૃપા કરી મંદીરે આવ્યા, બહુ બહુ મારે મનડે ભાવ્યા;
વીજોગ તણા જે દુઃખ હતા તે ટાળીયારે. ધન ધન ૧
સખા તમારૂ સ્મર્ણ કરતો, નીમેષ માત્ર હું નથી વીસરતો;
દરસણ દઇ મુજ સંગે હેત વધારીયારે. ધન ધન ૨
ભાભીને ભત્રીજા મહારા, આત્સુંદમા સઉહોસે સારા;
પણ શરીરે આવડી દુરબળતા શીદ પામીયારે. ધન ધન ૩

## [ શ્રી દ્વારીકા લીલા ]

## શ્રી રૂકમણી આદીઅસ્ટ પટ્ટરાણીયોએ ભગવાનને વીનોદમાં વચન વદવા વિષે.

### પદ

(રાગ—શ્રી ગોકુલચંદ્ર લાગાછો વ્હાલા) અથવા મારારે સ્વામી બોલોની)

સુણોરે સ્વામીનાથ પ્રભુ મ્હારા; તમે છો નેણુ તણા તારા, સુણો ટેક
વાલારે હમો ચરણ તણી દાશી; રાણી છું શેવા અભી લાશી, સુણો ૧
શેવા રાજ રીતે કરીયે કાંન્તા; તોયેરે તમે પ્રસન્ન નથી થાતા, સુણો ૨
જ્યારે ત્યારે બ્રીજ સારૂ કહો છો; રાધા રાધા નામ નીત્ય લોછો, સુણો ૩
રાધા મહારી રૂડી હતી પ્યારી; હેતું હરનીશ રટણ ભારી, સુણો ૪
જાસુંરે હમો મહીયેરીએ સ્વામી, કહીયેરે હમો સીશ ચરણ નામી, સુણો ૫
સુખે તેહની ચરણ શેવા કરજો; ઉદાસી અંતરની હરજો, સુણો ૬
સ્વામીરે અમસાથ રીસે રેહેજો. દયારે દાસ ત્રીકમ પર ધરજો, સુણો ૭

---

### શ્રી બાળકૃષ્ણોજયતી.

## શ્રીમદ વલ્લભાચાર્યજી (શ્રી મહા પ્રભુજી) થી સુરતની ગાદીની વંશાવળી.

### કવીત (વ્રજ ભાષામા)

શ્રી કૃષ્ણજુકી બાંસુરી બજત સુન સનનનનનનન, ઊઠત ઘોર સુર ઘનનનનન, નભ ગજાઇ હેં ૧ શ્રીજમનાજી કે તીર બહેત્રીબીધી-સમીર, બલ ભદ્રજીકે બીરને આછી છબી દીખલાઈ હેં ૨ મોર મુકુટ

લટક અલક મલક લટ ઝુક રહી, કુંડલકી ઝલક ફ્લક કપોલન ઝલકાઇ હેં ૩ બંન, માલ. તીલક ભાલ કેશરીકી દીયે આર, કમલ પત્રગાલ, દેખ કમલની લજાઇ હેં. ૪ કાછીની ખુબ કછે લાલ, પીત બસન હે રસાલ, પટુકા ફરહરાત. દુકુલ છબી છાઈ હેં. ૫, મોતન-કી માલ, ફુલહાર, ગરે દીયે ડાર, બ્યાર શોં સુવાસ, સબ બ્રીજમે ફેલાઈ હેં ૬ કર કંકન સુહાય, કટ કીંકની હરકાય, પગ પેંજની ઝુંનકાર, ચરન કમલન સોભાઇ હેં. ૭ બીંદ્રા બીપીન કુંજ ધામ. ઠારે આપ સુંદર શ્યામ, અધરનપેં મુરલીધરે મુસ્કની સુહાઇ હેં. ૮ ગૈયાં સગ લીયે બાલ કરત બહોબીધ ખ્યાલ, રૂપકો રસાલ; પ્યારો નંદકો કન્હાંઈ હેં, ૯ કીને ત્રીભંગઅંગ, ભાન સુતા બાંમસંગ, છબકે ઊઠત તરંગ તેજ કાંતી ખુબ છંવાઇ હેં. ૧૦ તીરછી દે દ્રગકી કોર, ભ્રગુટી શોં દઇ જોર, કટાક્ષ કટાર ફેંક, કામપે ચલાઇ હેં ૧૧ નખ સીખ પ્રકાશપેં, કોટ કોટ ચંદ્ર બાર ડારોં, ભ્રગુટીપે કમાંન કોટી કામકી તોરાઇ હેં. ૧૨ ઐસો બ્રીજ ચંદને આનંદસોં મુખાર-બીંદ મુરલી ગહી, શપ્ત સુર તાંન માંન ભરકે બજાઇ હેં ૧૩ બજાઇ કર પ્યાર, રસ અધરન, હરકાય દીયો, તાહીસોં અચંભો પુસ્ટી લીલા બરશાઇ હેં ૧૪ ચંપા અરણ્ણુ ગુપ્ત ધામ, ભઇ પ્રચંડ અનલ જ્વાલ મધ્યમે શ્રી મુકુંદ ાદે સેશ છાંહ છાંઇ હેં ૧૫ સંવત પંધરા પેતીસ માધવમાસ એકાદશી, કષ્ણુપક્ષ વાર રવી પ્રભુ મુખરૂપ પ્રગટાઇ હેં. ૧૬ બૈસ્વાનર રૂપ દેખ દેત મૃદીતમ્હેબી સેક રહે. બીમાન ન કર અભીશેખ કુસુમન બરખાઇં હે. ૧૭ લછમન ભટતાત માત એલંમાં જ્યું કહાએ કહાની, જગ્ય ફલફલીત બ્રહ્મ સભ્રમ કરાઈ હેં ૧૮ દ્વીજકે શીરોમન કુલ પવીત્ર તેલંગ અતુલ. શાખા તરી ગોત્ર ભારદ્વાજ સહરાઇ હેં. ૧૯ માનુ દેહ ધરી હરી ભુતલ

જસ ગવાયો ફેરી. ગ્રહસ્થાશ્રમ ધર્મધારી બંસબેલી બોવાઈ હે. ૨૦ શ્રી બલ્લભ પ્રભુ નામ ધારે શ્રી કૃષ્ણ ભગ્તીકો બીસ્તાર કરે, રસ પુસ્ટી બરખાય દૈવી જીવન હરખાઇ હેં ૨૧ બેદ શાસ્ત્ર સાધ કીયે રસના બસાય લીયેં, પાખંડ ધર્મ ખંડ દીયેં, બીજે ધ્વજા ફરકાઈ હેં. ૨૨ પ્રતાપ હેં અમાપજાકો સુર મુની સબ બંદન કરે શાસ્ત્ર સબે દેત શાખ તેજ પુંજ અધકાઇ હેં. ૨૩ સંપ્રદાશ્રય માન દીયે આચાર્યપદ તીલક કીયે; પ્રભુ રૂપ હે પ્રમાન જાન જસ દુંદુભી ગજાઈ હેં. ૨૪ મુલ બ્રચ્છ હેં શ્રી બલ્લભ પ્રભુ જાકે ફુલ દોઉ, તત્વ વીજી પ્રથમ ગોપીનાથરૂપ મરજાદા સોહાઇ હેં; ૨૫ દુજે પ્રગટ હે લાલ શ્રી બીઠ્ઠલનાથ હે દયાલ, શ્રી કૃષ્ણ રૂપ જાન જીને બાંસુરી બજાઈ હેં; ૨૬ શ્રી ગોપીનાથ કે પુરૂષોત્તમ પુત્ર, રૂપ હે અનુપ ફેર બંસ ભયો ગુપ્ત યહ મરજાદા દરશાઈ હેં; ૨૭ શ્રી બીઠ્ઠલનાથ બેનુ રૂપ સમરપ્રકે હેં સાત સ્વરૂપ, સોહી સાત લાલ યહ પુષ્ટી કહાઇ હેં; ૨૮ શ્રી ગીરધર ગોબીંદ ઓર બાલકૃષ્ણ ગોકુલપતી, રઘુપતી જદુ-પતી ઘનશ્યામ સુખદાઇ હેં; ૨૯ બડે શ્રી ગીરધરલાલકો બંસ હે અખંડ મંડ, તાહીકો બીસ્તાર બદુઅતહી હરખાઇ હેં; ૩૦ શ્રી ગીર ધરજીકે મુરલીધર, તીનકે પ્રગટે દામોદર, દામોદરજીકે બીઠલેશ, ફેરી દામોદર પરશાઇ હેં; ૩૧ શ્રી દામોદરજીકે ગીરધારીલાલ, તીનકે રઘુ નાથલાલ, તીનકે ગોવીંદ જાકે ગુન ન ગીનાઈ હેં; ૩૨ શ્રી ગોબીંદ જીકે લાલ જાનો, શ્રી ગોકુલ ઓછવજી માનો, તીનકે શ્રી બ્રીજ રત્નજી, સુરત સોહાઇ હેં; ૩૩ શ્રી બ્રીજ રત્નજીકે સાતલાલ, પ્રથમ પુરૂષોત્તમલાલ, દુજે ગોવર્ધનેશ, તીજે છગનજી શરશાઇ હેં; ૩૪ ચોથે શ્રી જદુનાથરાય, પાંચમે શ્રી દાનીરાય, છઠે શ્રી બંકેલાલ સાતમે

રશીક રસ ભરાઇ હેં; ૩૫ છઠે જો શ્રી બંકેલાલ, શોહી પ્રભુ મગન લાલ, જાકે કુંવર શ્રી બ્રીજરત્નલાલ નીરખ નેનાં શીરાઇ હેં; ૩૬ સાત અષ્ટાદશ નેવું બખાન, બીક્રમશક હે પ્રમાન, કારતીક કૃષ્ણ નોંમી પ્રભુ પ્રગટે બધાઇ હેં; ૩૭ શ્રી મહા પ્રભુજીકો બંશ ગદ્દી સુરત પ્રંશંસ, તેરા પહેડી અખતંશ, બ્રચ્છ શાખા ગીનાઇ હેં; ૩૮ દેખો આજ સુરત શહેર, શ્રી બાળ કૃષ્ણજી નીધી હેર, સદા હોત લીલા લ્હેર, ગદ્દી છઠ્ઠી સુહાઇ હે; ૩૯ બ્રીજ છાંડ બ્રીજ રાજ, આપ બીરાજે હો મહારાજ, દૈવી જીવનકે કાજ, બડી પ્રભુતા જનાઇ હેં; ૪૦ મોતીબારે પૃથીનાથ, અચલ રહો શેવકમાંથ, રાજો જુગ જુગ લીલા સાથ, દાસ ચેહીમન ભાઇ હેં; ૪૧ મન ભાઇ લીલા સાર, શ્રી બલ્લભ ચર્ણકો હે આધાર, કર પ્યાર ત્રીકમદાસને રસ બંસ લીલા ગાઇ હેં; ૪૨.

સંવત ૧૯૬૭ ના ભાદ્રપદ શુક્લ સપ્તમી.

શ્રી ધોળ તથા ગાયન પ્રથમ ભાગ સમાપ્ત.

લી૦ સર્વે ભગવદીય જનના દાસાનુદાસ વૈષ્ણવ ત્રીકમદાસ શીવદાસના જયશ્રી કૃષ્ણ વાંચશોજી.



# વિસેષ સુચના.

સર્વે વૈષ્ણુવ બંધુઓને ફરી વિનતી કરવાની એ જે હાલ ધોળ, ગરબા, ગાયનોના નાનાં. મોટાં પુસ્તકો દિનપર દિન વધ પ્રગટ થતા જાય છે, તેથી કેટલાંક લોકોને અરૂચી થઈ ગઈ છે ચ કહે છે કે એવા તો બહુ થઈ ગયા, લોક લે છે તો થોડો વખ વાંચી સાર સાર જોઇ તે પુસ્તક રખડતા જેવું કરી નાંખે અર્થાત્ (સબી ઘોડે બારાટકે) જેવી લોકોની ભાવના થઇ ગઇ પણ જે પ્રભુ ભક્તિનાં પુસ્તકો ધર્મગ્રાહી શ્રધ્ધાળુંએ લેવા તે ... ભક્તિનાં પુસ્તકો રખડતા દેવા જોઇએ નહીં-કારણ-ભગવદ્ ગુણાનુવાદ પુસ્તકો, ભગવદ્રૂપ જાણી સંભાળીને રાખવા જોઇએ, રખડતા કરવાથી ઉભય (છપાવનાર તથા લેનાર) બન્ને જણ પ્રભુના અપરાધી થાય છે,

ગરીબ વૈષ્ણુવ આ પુસ્તકનો લાભ લઈ શકે તે જાણી પુસ્તકના પ્રમાણુ કરતાં ન્યોછાવર ધણી ઓછી રાખી છે.

આ લધુ પુસ્તક પુષ્ટી ભક્તિ અનુસાર પ્રભુની લીલા ગુણાનુવાદનું હૃદયની મારી શુધ્ધ ભક્તિથી વૈષ્ણુવોનાં આગ્રહથી છપાવ્યું છે. તે કૃપા કરી લઇ ભગવદ્ સ્વરૂપમાની ગાઈ આનંદીત થશો, અને એ સંભાળથી રાખવા સર્વેનું ખાસ ધ્યાન ખેંચું છું પછી તો જે જીવનો જેવો અધીકાર, તેવી બુધ્ધી રહેસે, તેનો કંઈ ઉપાય નથી એજ વિનંતી.-સર્વે વૈષ્ણુવ જનોને જય શ્રીકૃષ્ણ.

લી૦ સેવક

ત્રીકમદાસ શીવદાસ
પુસ્તક પ્રગટ કર્તા.
ગામ નવાપુર. (ખાનદેશ)

અપરાધ મુક્ત થવા
હું
પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરું છું